# પર સ્ત્રીની પ્રીતી ન કરવા વિશે.

આ પ્રાંતના લોકોને સુધારવા માટે.

કવી આહીતરામે બનાવેલી.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

ભગવાનદાસ દેવશીભાઈ.

---

અમદાવાદ

સીવીલ હૉસ્પીતાલ સામે પાનાભાઇની

વાડીના મેડા ઉપર વિશ્વેશ્વર પ્રેસમાં

ઇશ્વરદાસ જેકણદાસે છાપી.

---

સંવત ૧૯૫૦. સને ૧૮૯૪.

# પરનારીની પ્રીતી કરવા વીશેં.

## દોહરો.

નમું શારદા માતને, પ્રેમે લાગું પાય;
મેહેર કરેજો માવડી, તો બુક પુરણ થાય.
પરનારીની પ્રીતથી, ભમેં ઘણા દુઃખ માંય;
સુખ તજી દુખ ભોગવે, જુવે ન વતુ કાંય;
કામ કરો છો ઉલટું, નથી *પુખાંતી આસ,
સુખ તજાવી સહજમાં, લેવે સુખમાં કાળ.

## રાગ ઓખાહરણનો.

પ્રીતી પર અબળાની કંરે વિન આયુશ ખુટે મરે;
કામનીનાં દેખીઆં તે મીન, રેહે આશકમાં થઇ લીન. ૧
દેખી કામની કેરી ચાલ, મોહી રહે છે આશક લાલ;
દેખી નેણ તણાં નેન બાણ, મુર્ખ લોક સોંપે છે પ્રાણ. ૨
મીઠા મુખના સુણીને વચન, કુડા લોકનું લોભાય મંન;
કામની આંખ ફેરવે હસી, ચીતડું જાય નરનું ખશી. ૩
હસીને કણુંજે કરે છે વાત, અમે હસતાં ત્રીયાની લાત;
પણ ક્રોધ કરે ના કદાપ, રેહે સ્વાધીન જીવ તદાપ. ૪

---

૧ પુર્ણ. * પુખાતી એટલે જુનો.

કામની ઘણો લાવીને પ્યાર, કહે તું મુજ પ્રાણ આધાર.
તમ નામ સુણે હરખાઉં, મુખ જોતાં અતિ સુખ થાઉં. ૫
કેણું રસ્તે જતાં રહું જોઇ, છબીમાં ચિત રાખું પ્રોઇ.
જાણું લાલ કયારે પાછું જુવો, મુખ સામુ ધરી દુખ ખુવો. ૬
એવો અત્યંત આતુર ભાવ, કરે પુરૂશને તુર્ત દેખાવ.
કણુ પુરૂશ હોયે નીજ ઘેર, જાણે જઇ મળે કેમ પેર. ૭
ઘર કામ મુકી ચાહયે જાય, મળે વાત કરી ખુશ થાય;
જાર કર્મ કરે વળી તેહ, જીવ વ્યોમ[1] ફરે સ્થિર દેહ. ૮
વળી ઉર અતી રહે ત્રાસ, રમી જાર જુવે ચારે પાસ.
એવાં ગુપ્ત દુઃખી સુખ જાણી, ભોગવે લે ધાનું સુખ માણી
પણ અરણવ[2] એ નિરધાર, ભર્યો દુખના વારીથી[3] સાર,
તેમાં છલતા જતાં દુખી જાશો, ઘણા દુખીઆરે જીવ થાશો;
નથી સાર[4] કશો મળનારો, ધરોડ ચિત્ત કરીને વિચારો;
તેથી 'અલગ ધરોરે તોફાન, કહ્યું આદિતનું ધરો કાન. ૧૧

## શેઠ સગાળસા સાધુને સેવે એ રાગ.

કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
પર અબળાની પ્રીતી થકી, નથી પામતા કોઇએ સુખ.
હોય તે સર્વ તજી તેને આપે, સહન કરે છે દુખ.

૧ વ્યોમ એટલે આકાશમાં જીવ ભમતો હોય.
૨ અરણવ એટલે દરયો. ૩ વારી-પાણી.
૪ સાર એટલે નફો ફાયદો.

કહું તે સુણો મિત્ર મારરે, તજો ચાલ સરવે નઠારારે,
પ્રીતી થકી જીવ ખુશ રેહે પણ, અલગ [2] એ થાય શોક.
ઘણાકની જાર કર્મમાં પ્રીતી, પાક મોબત વાળા કોક.
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
પ્યારી મળે અતી આનંદ થાએ, જાણે કે સુખ અપાર.
અસોગ થવા પળ એક દાંતેથી, ખુદ[1] ન થાય વિચાર.
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
કામનીને વશ પુરૂશ રેહે, વશ પુરૂશને પ્યારી જેહ.
પ્રીતી ઘણી અન્યો અન્ય વધે, જાર[2] કર્મ કરે પછી તેહ
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
નેહ ધરી કામની યાર સાથે, સુખથી કરે મીઠી વાત.
પણ તેથી કોણ ચમાન રેહેશે, જગતનો ઇશ્વર તાત;
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
ધંધો ન સુજે ઉદાશ રેહે, મન[3] પ્યારીને મળવા માટે.
કમાણી[4] બંધ પડે દામ ખુટે, મન રેહે ઉચાટ.
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
તેથી ફરે ગામમાં જેમ ઘેલો, હોય હરાયું ઢોર;
વાત કરે નહીં સજજન સાથે, હીણ તે કરમ કઠોર.[5]
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
બેઠા હશો કોઈ યાર તમે, દેવ પુજન કરવા કાજ;

1 ખુદ એટલે પેસો. 2 જાર, કરમ વ્યભીચાર
3 મન. 4 કમઇ. કઠોર.

શબ્દ સુણી પ્યારીનો દોડી જાશો, મળશો જઇ મુર્ખરાજ[1]
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
એ થકી ઇશ્વર કોપે ભરાઇ, ત્રુઠે નહીં લવલેશ[2].
ત્રુઠે નહીં પણ રૂઠે તદાપી, દુખ થકી પાડે પેસ;
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.
સુખ તજાવીને દુખમાં રાખે, જાણી અતીગણો કેર.
આદિતરામ કહે થાય અંતે અનાજ દાંતને વેર.
કહું તે સુણો મિત્ર મારારે, તજો ચાલ સરવે નઠારારે.

છપો. ૧

પરનારીશું પ્રીત કાળજું ચર ચર લાગે.
પરનારીશું પ્રીત જીવ રૂદીયાથી આગે.
પરનારીશું પ્રીત, ગલે લાગે તલવાસે:
પરનારીશું પ્રીત, નહી ઉગરવા આશે.
પરનારીશું પ્રીતડી, એ જીવનું નુકસાન છે,
કવિ આદિત કહે એ પ્રીતમાં પુરૂશ મન[3] બે ભાનછે

છપો. ૨

પરનારીશું પ્રીત કરે, નિંદ્રા નવ[4] આવે;
પરનારીશું પ્રીત કરે, ભોજન નવ[5] ભાવે.
પરનારીશું પ્રીત તેને ચિત ભ્રમણ લાગી;
પરનારીશું પ્રીત કરી [6]દુખડુ લે માગી.

---

૧ મુર્ખરાજ. મુર્ખનો સરદાર. ૨ લવલેશ-કીંચીત.
૩ મન. ૪ ના. ૫ ના. ૬ દુખ.

પરનારીની પ્રીતથી માણસ ખતા[1] ખાયછે
કવિ આદીત કહે એ લોકમાં [2]રાષભ તુલ્ય ગણાયછે.

છપ્પો. ૩

પરનારીશું પ્રીત કરી જન ઠામ ન ઠરતા;
પરનારીશું પ્રીત કરી કંઇ દીઠા મરતા.
પરનારીશું પ્રીત કરી રહે ગરવે માતા.
વિના કુશ[3] પાથરી કઈ જણા રામપુરી[4] જાતા;
પ્રીત કરી પરનારીની સુખમાં કોઇજન નવ રહે.
કવી આદિત કહે એ લોકને સજજન સારા કયમ કહે.

છપ્પો ૪

પરનારીશું પ્રીત કરી લોકો હરખાએ;
પરનારીશું પ્રીત કરી બહુ દુખી થાએ.
પરનારીની પ્રીત કરી બહુ સુખડું જાણે.
દે કોઇ સારી શીખ, તોય ઉરમાં ના આણે.
પ્યારી વશ પુરણ થઇ, જાર કર્મ નિત્યે કરે;
કવી આદિત કહેછે જગતમાં, વીના ખુટેથી તે મરે.

છપ્પો. ૫

પરનારીશું પ્રીત કરી, સજજન પસ્તાયા;
પરનારીશું પ્રીત કરે [5]દહન થઇ જાએ કાયા.

---

૧ ખતા પસ્તાવું. ૨ રાસભ ગધેડો. ૩ કુશ ડાભ.
૪ મુવા પછી પાપ પુન્યનો હીસાબ લેવાનું.
૫ દહન બળવું.

પરનારીની પ્રીત કરી જશ કોઈ ના પામ્યાં.
પરનારીની પ્રીત થકી બહુ રોગજ [1]જામ્યા.
પ્રીત કરી પરનારીની, ભાન ખુવેછે દેહનું
કવિ આદિત કેહે દ્રશ્ટાંત હું બતાવુંછું તેહનું.

છપો ૬.

પરનારીની પ્રીત થવા રાવણ મન મોહ્યું;
સીતાજીને હરયાં સીસ પોતાનું ખોયું.
વળી ગૌતમને ઘેર ઇંદ્ર આવ્યો મૃગ થઈને;
રૂશીયે દીધો શ્રાપ ગયો સહસ્ર ભગ લઈને,
પરનારીની પ્રીતથી રૂશીઓનું તપ જાય છે:
કવી આદીત કહે પ્રીતથી, ખરાબ જીનગી થાયછે.

પરનારીની પ્રીત કેવા લોક કરે.

છપો. ૧

પરનારીશું પ્રીત કરે જે લોકો [2]ઘેલા;
પરનારીશું પ્રીત કરે તે દિલના [3]મેલા.
પરનારીશું પ્રીત કરે તેઓ જડ બુધી.
પરનારીશું પ્રીત કરી ખોઇ બેસે સુધી;
પ્રીત કરે પરનારીની એ મુરખ શીશ ધારછે;
કવિ આદિત કહે એ મુર્ખને સજન્મે ધીકકાર છે.

---

૧ જામ્યા થયા. ૨ ઘેલા-ગાંડા. ૩ મેલા કપટવાળા. સુધ.

## છપ્પો. ૨

પરનારીશું પ્રીત કરે તે પુરા પાપી;
પરનારીશુ પ્રીત કરે તે વેણ ઉથાપી.
પરનારીશું પ્રીત કરે તે રાશભ જેવો,
પરનારીશું પ્રીત [1]ધ્રાંદ બરમાલીક કેવો.
પ્રીત કરે પરનારીની [2]સ્વાન શીરોમણ જાણવો;
કવી આદિત કહે એ લોકપર કણુ પ્રેમ ના આણવો.

## છપો.

પરનારીની પ્રીત, સુખે નીદ્રા પણ નાવે;
પરનારીની પ્રીત, સુખે અન નહી ભાવે.
પરનારીની પ્રીત, દેશ મુકી પરદેશે જાવે,
પરનારીની પ્રીત, સહુ કુટુંબથી. જેર કરાવે,
માટે મીત્રો અળગા રહો, તેતો નરકની ખાણ છે.
દાસ ભગવાન એમ કહે, કઇક કહેકે હઇયાનો હારછે

---

## પર પુરૂષની નારીનો ભાવ કેવો હોય.

## છપો. ૧

પર પુરૂશની નાર યારને ભાવ બતાવે;
પર પુરૂશની નાર [3]વ્યાલ થઇને જસતાવે.

---

૧ ધ્રાંદ—ટોળુ. ૨ સ્વાન—કુતરો. ૩ વ્યાલ—સાપ.

પર પુરૂશની નાર અતિશય હેતજ આણે;
પર પુરૂસની નાર ભાવથી [1]ઘુંગટ તાણે.
પ્રીત કરે પર પુરૂશની લુચી તેને જાણવી;
કવિ આદિત કહે એ સીખ દે તે દીલમાં ન આંણવી

છપો. ૨

પર પુરૂશની નાર યારનું મન હરેછે;
પર પુરૂશની નાર પ્રીતમાં પઈશા હરશે;
પ્રીતી સ્રીની કરી [2]બાવરા થઇને ફરશે.
પર પુરૂશની કામની સુખડે મીઠું બોલશે.
કવી આદિત કહે એ દેખતાં કોપે ઈશ્વર રોળશે.

કુંડળીઓ. ૧

ડારે તીરીઆ નેન સોજયું લાગે તનુ[3] બાણ;
અંતર ભેદે આપકો દુખી રેતેહે પ્રાણ.
દુખી રહેતહે પ્રાણ, ટળે ધંધા વેપાર.
સુજે ન એકુ કામ ફીરે જન મારા મારા.
કહે કવી આદીતરામ, દુખસે દીન [4]ગુજારે;
[5]વ્યોમ ભટકતા જીવને નજલ તીરીવા ડારે.

કુંડળીઓ ૨

પ્રીતી કર પરનારીકી રહે મગ્ન મનમાંય;

---

૧ ઘુંગટ—સાલાનો છેડો. ૨ બાવરા—બેભાન. ૩ તનુ—પ્રાણ—બાણ તથા તીર. ૪ ગુજારે—કાહાડે. ૫ વ્યોમ—આકરસ.

સીપરાએ મોહજાળમેં પીછે ન સગ્રે કાંય.
પ્રીતી મેલી થઇ પડે જોગી સન્યાસી;
કહે કવી આદિતરામ જગ્ત કેહે છે તે અનિતી,
સજન બનકે છોડ જીવ પરનારકી પ્રીતી.

## ભુજંગી છંદ.

કરે પ્રીત જે પારકી નાર સાથે,
કરી કામ ઘેલું બને મુંઢ[1] હાથે;
નથી સુખને દુખ લોછોજ માણી,
તજોને પરાઇ પ્રીતી પ્રેમ આણી. ૧
નફોતો નથી એ થકી આવનારો,
વિવેકી થઇ વાતનેતો વિચારો;
થશે હીણબુધી થકી ધુળધાણી,
તજોને પરાઇ પ્રીતી પ્રેમ આણી. ૨
અરે છો તમે જગતના ચોર ભાઇ,
વળી લોકના [2]થોકથી રો છપાઇ;
તથાપી કરો છો તમે ખેલ ખાણી,
તજોને પરાઇ પ્રીતી પ્રેમ આણી. ૩
અવલથી[3] નહીં યાર જો ચેતી લેશો,
વહી વારી[4] જાશે પછી પાળ દેશો;

---

૧ મુઢ–મુરખ ૨ થોક ટોળુ. ૩ અવલથી પહેલેથી.
૪ વારા.પાણી

કહો તે પછી કેમ રેસેજ પાણી;
તજોને પરાઇ રીતી પ્રેમ આણી. ૪
અરે લોકના ચોર થઇને ફરોજી,
પછી તો પુરા દેવના ચોરછોજી;
ગુનો દેખતાં ડંડ લે દેવ દાણી,
તજોને પરાઈ પ્રીતી પ્રેમ આણી. ૫
તજી [1]પંથ રૂડો કુમાર્ગ ચાલો,
અરે કેમ દર દેખાને ભુજ ધાલો.
ખરી ખાતરી બ્યાલનુ રાફ[2] જાણી,
તજોને પરાઈ પ્રીતી પ્રેમ આણી. ૬
બુરી માનવીને પડી હોય [3]હેવા,
સુધારો નહીંતો તમે મુંઠ કેવા.
દબેરો શીરે પાપના [4]પુંજ તાણી,
તજોને પરાઇ પ્રીતી પ્રેમ આણી. ૭
તજો ચાલ કુડા રૂડા ચાલ રાખો,
રહો રીતથી લોકમાં લાજ દાખો,
રંડા રામને ચુક આપે નિવારો
કહું કવી આદીતનુ કાન ધારો.

---

૧ પંથ-મારગ. ૨ રાફ.-દર. ૩ હેવા-ટેવ.
૪ પુંજ-ઢગલા.

## વ્યસન વિશે.

### છપ્પા.

બાળ બીડીનું બંધાણ, બાળ હોકોને પીવો;
બાળ જરદાનું બંધાણ, બાળ તમાકુ ગંજવો.
બાળ સુંઘણીનું બંધાણ, બાળ તમાકુ ખાવી.
બાળ એ વસનને એક એકને તમાકુ પાવી;
એથી બુદ્ધીહીણ થાય છે, લાળ એ એકની લઈને,
દાસ ભગવાન એમ કહે, અળગા રહો તે સૌ એકને

### છપ્પા.

નથી વ્યસનમાં માલ, રોગ તેને બહુ વાસે;
નથી વ્યસનમાં માલ, પૈસે બળ હીણાપણુ થાસે.
નથી વ્યસનમાં માલ, થાય નરકનો વાસી;
નથી વ્યસનમાં માલ, સજન જોવો તપાસી,
વ્યસનથી વરતારો નથી, તે સહુ જાણો તમો,
દાસ ભગવાન એમ કહે, જાણુ એટલુ કહુ અમો.

# પરનારીની પ્રીતી ના કરવા વિશેની

## કુંડલીઓ છંદ.

પ્રીતી તજવા ટેવ જે બુરી માટ આ બુક.
વાંચી સજન કીજીયે માફ માહારી ચુક.
માફ માહારી ચુક સુધારી દીલમાં ધરજો.
એ બુક સારી માટ ખરીદી સરવે કરજો,
કહે કવી આહિતરામ, મતી સકતીએ દીધી,
માણુસની બુરી ટેવ, ટાળવાને બુક કીધી.

સમાપ્ત.

# જાહેર ખબર.

હું સર્વે બુકસેલરોને વિનંતીપુર્વક ખબર આપુંછું કે મારી પાસે મારી છપાવેલી બુક તૈયાર છે તેની આ સાથે વિગત કિંમત સહિત છે.

| | રૂ. આ. પૈ |
|---|---|
| અભેમન્યુના ચક્રાવાના ગાયન. | ૦—૨—૦ |
| પતીવ્રતા ગુણસુંદરીના ગાયન. | ૦—૨—૦ |
| કલામણ જોહવોનાં ગાયન. | ૦—૨—૦ |
| પંચાળી વૈરાટ પર્વ નાટકનાં ગાયન. | ૦—૨—૦ |
| સામુદ્રીક ગ્રંથ તથા શુકનાવળી. | ૦—૨—૭ |
| ગૌરક્ષક ગાયન. | ૦—૦—૩ |
| સુંદરીના મહિના. | ૦—૦—૬ |
| રાજાજીનો વીવાહ તથા આતમ ઉપદેશી | ૦—૦—૬ |
| બાર માસ તથા બીજા મહિના | ૦—૦—૬ |
| ભોજા ભગતના ચાબખા સીતા વનવાસના ધોળસાથે | ૦—૦—૬ |
| દ્રૂપતી વસ્ત્રાહરણના ગાયન. | ૦—૨—૩ |
| સીવ પંચાક્ષરી મહા મંત્ર સાથે. | ૦—૧—૦ |
| નારાણ કવચ ટીકા વાળા. | ૦—૧—૦ |
| રામરક્ષા ટીકાવાળી. | ૦—૧—૦ |
| મહીમન ટીકા સાથે | ૦—૧—૬ |

આ સીવાય બીજી ઘણી જાતની બુકો મારી પાસે તૈયાર છે માટે જે સાહેબોને જોઈતી હોયતો નીચેના શીરનામેથી મંગાવીલેવી.

સહી ભગવાનદાસ હરગોભાઇ બુકસેલર.

હાલ નિગાળા સ્ટેશન.